રીતે બગાડનાર નથી. માટે મારે નિષ્કારણ બીજા ઉપર શા સારૂ રોષ ધરવો? હે વિશ્વના નિષ્કારણ બંધો! હું સર્વ જીવને ક્ષમા આપું છું, વૈર વિરોધ તજું છું અને આપને પગલે ચાલવાને ઉદ્યમવન્ત થયો છું. **મને તે કામ કરવાને પુરતું બળ આપો.** જેને કોઈ શત્રુ નથી, અને જે કોઇનો શત્રુ નથી તે 'સમભાવ'માં રમે છે–અને તે જ મોક્ષનો અધિકારી છે, એમ આપે અનેકશઃ બોધ આપ્યો છે. એવો 'સમભાવ' અમારા હૃદયમાં ખીલે અને સર્વ મનુષ્યો તથા પ્રાણીવર્ગ એક બીજા સાથે સંપથી હળીમળીને એક બીજાને મદદ કરનારા તરીકે રહે, એવી હૃદયની ભાવના સહિત આપને વારંવાર પ્રણામ કરી હાલ તો એટલેથી જ અટકીશ. વિશેષ લખવાની શક્તિ મારામાં નથી; મારી ઓછપ આપ જ પુરશો.

21-8-11



# પત્ર ૧૦ મો.

**હે વિશાળદૃષ્ટિવાળા, સમભાવમાં રમી રહેલા દેવ !**

આપે આપેલો **જૈન** ધર્મ ! આહા તે કેવો વિશાળ હતો ! અને આજે તે કેવો સંકુચિત થઇ ગયો છે ! હે **પ્રભો** ! એના કારણોમાં કારણ માત્ર અમારી સ્વાર્થવૃત્તિ અને અમારૂં અજ્ઞાન એ જ છે. આપનો જ્યારથી વિરહ પડયો, આપ જ્યારથી દૂર જઈ બેઠા, આપની સાથેનો સંબંધ ધરાવનારા–આહારક લબ્ધિવાળાની જ્યારથી આ **ભરત**માં ખામી પડી, જ્યારથી આપનો સંદેશો આ **ભરત**ભૂમિને પહોંચાડનારા આપના શિષ્યો આ ભરતમાંથી અદૃશ્ય થયા, ત્યારથી જ આ સંકુચિતતાનો આરંભ થયો.

અમે, હે **નાથ** ! ત્યારથી 'વાડો' કરી બેઠા. **જૈન** ધર્મને ઝરાની માફક ચારે બાજુએ ફેલાતો જોવાને બદલે મુઠીભર માણસોમાં અમે તેને ગોંધી રાખ્યો. જે ઝરાનું પાણી વહે નહિ, જે ઝરાનું પાણી વહીને બીજાના ઉપયોગમાં ન આવે, જે ઝરો એક સ્થળે ભરાઈ રહે તે ઝરો, **ઝરો મટી ખાબોચીઉં થાય**–વગર વહેતા પાણીનું ખાબોચીઉં થાય છે, અને તે ખાબોચીયાનું પાણી સ્વાભાવિક રીતે ગંધાવા માંડે છે, લાંબો વખત એની એ સ્થિતિમાં પડી રહે તો છેવટે તે પાણી ઝેરી બને છે.

હે ગુરો! જૈન ધર્મની પણ કાંઇક આવા જ પ્રકારની સ્થિતિ થઈ છે, તે આપથી કયાં અજાણ્યું છે ? હજારો પુરૂષો અને સ્ત્રીઓ કે જેઓ અહિંસાના—પ્રાણી માત્ર તરફ દયા કરવાના–**મદ્યમાંસ** નહિ ખાવાના ઉચ્ચ સૂત્રોથી કેવળ અજ્ઞાત છે, તેવાઓને આ જૈન ધર્મના

પવિત્રમાં પવિત્ર સિદ્ધાંત શિખવવાનું મૂકી દેઇ અમે માંહોમાંહે કાપાકુપી કરવા માંડીએ છીએ. અમને નવું ચણતાં આવડતું નથી, ત્યારે અમારી જે કાંઈ શક્તિ હોય તે આપ જેવા કેવળ પરમાર્થી આત્માઓ જે કાંઈ કામ કરી ગયા હોય તેને તોડવામાં ન વાપરીએ તો પછી શું કરીએ ? !

હે દેવ ! અમારી અત્યારની સ્થિતિ આપ સંમુખ કહેતાં અમને લજ્જા આવે છે. અમે જ આ ધર્મનું જડમૂળ કહાડવા બેઠા છીએ. કારણકે અમારો કોઇ ભાઇ જરા વિશાળ દૃષ્ટિ બતાવે તો અમે કે જેઓ સંકુચિત દૃષ્ટિવાળા છીએ તે તેની વિશાળ દૃષ્ટિનું સ્વરૂપ સમજવા થોભીએ એમ નથી; અમે તો અમારા વાડા બ્હારની વાત કરનારને જીવતો જવા મૂકીએ છીએ તે પણ આ રાજ્યનો પ્રતાપ છે ! અમને અમારો જ નાશ કરવાનું—આત્મઘાત કરવાનું સરસ હથિયાર હાથ લાગ્યું છે. ઘડીએ ને પલકે, છાસવારે ને છાસવારે તે હથિયાર અમે ઉગામીએ છીએ, અથવા નબળા પોચાને તો ડરાવી જ મારી નાખીએ છીએ. હે પ્રભો ! તે હથિયાર બીજું કાંઇ નહિ પણ 'સંઘબ્હારની શિક્ષા ' છે ! નાત બ્હારની શિક્ષા ! પોળ બ્હારની શિક્ષા ! શિક્ષાજ ! શિક્ષા ! અમારા જાતિભાઈઓ જેમને અમે ધર્મથી વમી ગયેલા માનીએ છીએ, જેમને અમે ધર્મથી ભ્રષ્ટ માનીએ છીએ, અને જેમને અમે મિથ્યાત્વી, નિહ્નવ, અથવા બીજા ગમે તેવા ખિતાબો આપતાં ડરતા નથી તેવા અમારા અજ્ઞાની ભાઇઓની જો અમને ખરેખર જ દયા હોત તો અમે તેમને અમારા સમુદાયમાથી દૂર કરવા પ્રયત્ન કરત નહિ, અને તેમને શિક્ષા કરી કરાવી અમારા શત્રુઓ બનાવત નહિ અથવા અમારી સલાહ માની

શકે તેથી ઘણે દૂર કહાડી મૂકત નહિ. પણ હે **નાથ** ! દયાનું તો કેવલ **નામ છે ! અજ્ઞાનીનું અજ્ઞાન દુર કરવાનો ખરો ઉપાય 'શિક્ષા' નથી; પણ 'જ્ઞાન'** છે. અશુદ્ધતા દૂર કરવાનો ખરો માર્ગ શુદ્ધિ છે. અને દ્વેષ દૂર કરવાનો સરલ રસ્તો પ્રેમ છે. આપે આ સિદ્ધાંતોનો વારંવાર ઉપદેશ આપ્યો છે; પણ તે સિદ્ધાંતો તો, હે **નાથ** ! પુસ્તકોમાં રહ્યા ! અમારે તે સિદ્ધાંતોનું કામ હોત તો અમારૂં આજનું વર્તન કાંઇક જૂદાજ પ્રકારનું હોત. હે **નાથ** ! પ્રેમનુ અગાધ બળ છે તે બાબતોનો આપનો દાખલો અમારી સંમુખ છતાં અમે પ્રેમનું સ્વરૂપ સમજતા નથી એ જ અમારી અજ્ઞાનતા છે, એ જ અમારી સંકુચિતતા છે. જ્યારે આપ સમોસરણમાં બીરાજોછો અને અનેક જીવોને બોધ આપોછો તે સમયે પશુ, પક્ષી, મનુષ્યો, દેવો વગેરે બધા ઉચિત સ્થાને બેસી જાય છે. સ્વાભાવિક વૈર વિરોધ રાખનાર પશુઓ જેવાં કે સર્પ અને નોળીઓ, ઉંદર અને બિલાડી, મોર અને સર્પ વગેરે જાનવરો તે વખતે નૈસર્ગિક (જન્મથી વારસામાં મળેલો) વિરોધભાવ તજી દે છે, અને એક બીજા પ્રતિ પ્રેમભાવથી વર્તે છે. અહા ! આ આપના વિશાળ અને સર્વગત પ્રેમનું માહાત્મ્ય નહિ તો બીજું શું ?

આ અપૂર્વ દૃષ્ટાન્ત અમારી સંમુખ છે, છતાં અમે દ્વેષ કરીને, ડરાવીને, મારીને, નિંદા કરીને અગર શિક્ષા કરાવીને બીજાઓને અમારા 'મત' માં વાળવા મથીએ છીએ. હે **નાથ** ! જે જૈન ધર્મ કેવળ દયાના સિદ્ધાંતો પર રચાયેલો છે તેના અનુયાયીઓ શું અમે છેકજ આવા નિર્દય થઇ ગયા ? શું અમે એવા જૈનત્વ વિનાના થઇ ગયા કે અમારા બીજા જાતિ ભાઇઓને અમારાથી દૂર ખસેડવામાં જ અમારૂં જૈનત્વ આવી રહ્યું ? શું અમારામાંથી જ્ઞાન એટલું બધું

નાબુદ થઇ ગયું કે અમારા જ્ઞાન બળથી બીજાઓનું અજ્ઞાન દૂર કરવાનું ભૂલી જઇ કેવળ અમે અમારા ભયથી અજ્ઞાન દૂર કરાવવા ઉભા થયા છીએ ?

**હે નાથ !** અમે તદ્દન ઉંધો માર્ગ ગ્રહણ કર્યો છે, અમે કેવળ અવળે પંથે વિચર્યા છીએ; આનું પરિણામ પણ આત્મઘાતક વિના બીજું શું આવવાનું હતું ?

**હે નાથ !** આપનો પ્રકાશ ચારે બાજુએ ફેલાયલો છે. અમે જરા આંખો ઉઘાડી જોઇએ છીએ તો ચારે બાજુ પ્રકાશ, પ્રકાશ અને પ્રકાશ નજરે પડે છે. પણ અમારા ગુરૂઓ અમને આંખ ઉઘાડવાની ના પાડે છે. જે ઉપાશ્રયમાં અમારા 'કુળગુરૂ'ઓ બેઠા હોય તે ઉપાશ્રયની બ્હારની બાજુ આંખ ઉઘાડી જોવાને તેઓ તદ્દન મના કરે છે.

પ્રકાશ એક જ બારીએથી આવી શકે, એમ તેઓ જણાવે છે અને તે બારી તે બીજી કોઇ નહી પણ અમારા 'કુળગુરૂ'ની બુદ્ધિ અથવા ઘણું તો તેમની ધર્મગ્રન્થો સમજવાની શક્તિ ! અમારે જ્ઞાન પામવાનો ફક્ત આ **એક જ** માર્ગ છે એમ પોકારી પોકારીને તેઓ કહે છે. પણ ચારે બાજુએ બ્હારની પાસે એટલો બધો પ્રકાશ વ્યાપી રહેલો છે કે અમે અમારા એ ગુરૂઓની આજ્ઞાઓનું ઉલ્લંઘન કરીને પણ બીજી બારીએથી બ્હાર ડોકીયું કરવા દોરવાઇએ છીએ. અને ત્યાં જ્યારે અમારી નજરે કાંઇક ઓરજ પ્રકારનો પ્રકાશ પડે છે, ત્યારે અમે અમારા ગુરૂઓને જણાવીએ છીએ, અને તે પ્રકાશને લીધે અમારી આંખો ઉઘડવાથી અમે નવા નવા પ્રશ્નો પૂછવાને દોરવાઇએ છીએ; પણ તે પ્રશ્નોના ખુલાસા આપવાને બદલે

અમારા આપે સ્થાપેલા નાયકો અમને જણાવે છે કે ' એ પ્રકાશ તે ભૂતનો ભડકો છે, અને શંકા આણવી તે મિથ્યાત્વ છે. પ્રશ્ન પૂછવો તે નિહ્નવપણું છે, અને બારી બ્હાર જોવું તે સંસારમાં ભટકવા સમાન છે ! ' આ પ્રમાણે અમે, હે ગુરો ! પ્રકાશ વિના રઝળીએ છીએ ! ' ષડ્દર્શન જીન અંગ ભણીજેજી ' એ આપનું કિરણ ગ્રહીને શ્રી આનંદઘજીએ જણાવેલું વાક્ય જો અમે બોલીએ, અને તે પ્રમાણે જે જે અપેક્ષાએ અન્ય ધર્મમાં સત્ય જણાય, તે તે જણાવીએ, તો તે પણ મિથ્યાત્વ ! તે પણ નિહ્નવપણું ! તે પણ ઉત્સૂત્રપ્રરૂપણા ! તે પણ સંઘ બ્હારની શિક્ષાને પાત્ર ! હે ગુરો ! અમારાં વીતક ક્યાં જઇને કહીએ, અને કોની આગળ રડીએ ? વિચારની વિશાળતા અમારામાં બિલકુલ નથી. અમે ફોકટ જણાવીએ છીએ કે અમે સ્યાદ્વાદ—અનેકાંતવાદને માનનારા છીએ. સ્યાદ્વાદ ધર્મ તો એટલો વિશાળ છે કે તેના એક ઉપાસકે કહ્યું છે કે '**યુક્તિ મદ્વચનં યસ્ય તસ્ય કાર્યઃ પરિગ્રહઃ**' જેનું વચન યુક્તિયુક્ત લાગે, જેનું વચન હૃદય અને બુદ્ધિને સંતોષ આપે, જેના વચનનો આપણા અંતઃકરણમાં પ્રતિધ્વનિ પડે તે વચન બાળકે કહ્યું હોય કે વૃદ્ધે કહ્યું હોય, સ્ત્રીએ ઉચ્ચાર્યું હોય કે પુરૂષે ઉચ્ચાર્યું હોય, છતાં તે અંગીકાર કરવા યોગ્ય છે—માનવા યોગ્ય છે—આચરવા યોગ્ય છે. આપે, હે ગુરો ! એટલે સુધી જણાવ્યું છે કે સમ્યગ્દષ્ટિ જીવ ગમે તે પુસ્તક વાંચે તો **તેને** તે સમ્યક્ત્વ રૂપે પરિણમે, અને મિથ્યાદષ્ટિ ગમે તે પુસ્તક વાંચે તો મિથ્યાત્વ રૂપે પરિણમે; પુસ્તકનો કાંઇ વાંક નથી. પુસ્તક તો નિર્જીવ છે, તેને જેવી દષ્ટિની જુએ તેવો તે લાભ આપે. આપનું આવું દીવા જેવું વાક્ય છતાં અમને અમારા

નાયકો કહે છે કે અમુક આચાર્યોએ લખેલાં પુસ્તકો સિવાયનાં તમામ પુસ્તકો મિથ્યાત્વી પુસ્તકો છે.

હે ગુરો ! આપની કૃપાની આ અવસરમાં ઘણી જ જરૂર છે. જે ધર્મને નામે લોકોનાં અંતઃકરણ પ્રેમની સુવર્ણમય દોરીથી જોડાવાં જોઇએ, તે ધર્મને નામે જ જ્યાં ત્યાં વેર વિરોધ, મારામારી, કલહ અને દ્વેષ નજરે પડે છે. આપ શું આ બધું નથી જાણતા ? 'સવી જીવ કરૂં શાસનરસી, એવી ભાવદયા મન ઉલ્લસી' આપે એકવાર એવો ભાવ પ્રદર્શિત કર્યો હતો. એવું વાક્ય આપે ઉચ્ચાર્યું હતું, અને આપ જેવા મહાત્મા એવું વાક્ય ઉચ્ચારે ત્યારે તે ખરા ભાવપૂર્વક જ હોય એમાં આશ્ચર્ય શું ? સર્વ જીવોને—દુનિયાના તમામ જીવોને જૈન ધર્મી બનાવું–દયામય બનાવું–પ્રેમી બનાવું–કષાયમુક્ત બનાવું–એજ આપની અપૂર્વ ભાવના હતી અને આપે બનતો પુરૂષાર્થ કર્યો અને હજુ કરો છો. પણ અમે આપના અનુયાયીઓ તે ભાવના પર પાણી ફેરવવા બેઠા છીએ: તે ભાવનાને પગ તળે કચરવા બેઠા છીએ; અમે ખરેખર શાસનરાગી નથી; અમે ખરેખર આપના ભક્ત નથી.

અમે અમારી માનપૂજાના લોલુપી છીએ. અમારી માનપૂજામાં કે પ્રતિષ્ઠામાં જેઓ વિઘ્નકર્ત્તા હોય તે સઘળાઓને અમારા શાસન, માંથી દેશ નિકાલ કરવાના. ( જાણે કે 'શાસન' અમારા બાપનું હોય નહિ ! ) હે **નાથ** ! **આપનું** શાસન અમે પચાવી પડયા છીએ. હે ગુરો ! અમે આપની સત્તા ધારણ કરી બેઠા છીએ. આ જમાનામાં જો કોઇ કેવળજ્ઞાની હોય તો અમે જ છીએ, અને અમારી આજ્ઞા પ્રમાણે **જૈન**ધર્મની ધ્વજા આમ કે પેલીગમ ફરકવી જોઇએ ! આહા

કેવી અમારી ધૃષ્ટતા ! કેવી અમારી હલકાઈ ! કેવી અમારી સંકુચિતતા ! કેવો અમારો સ્વાર્થ ! જ્યાં ત્યાં 'હું' ની જ પૂજા છે. અમને જૈનધર્મ કરતાં અમારો આ સાડાત્રણ હાથમાં રહેલો 'હું' વધારે વ્હાલો છે ! ધર્મનું નિકંદન થાય કે લોકોની નજરે જૈન ધર્મની હલકાઇ થાય તે અમે જોઇ રહીશું, પણ અમારા 'હું' ને જરા પણ અડચણ આવવી જોઇએ નહિ ! જો તે 'હું'ની સત્તામાં કોઇ આડે આવ્યું, જો તે 'હું'ના માનમરતબામાં કોઇ આડખીલ રૂપ થયું તો પછી અમારી દયાનું અમારે કામ નથી ! ગમે તે ઉપાયે, ગમે તેટલા છળ કપટથી, ગમે તેટલા ભોગે તે મનુષ્યને, તેના સગાવ્હાલાને, તેના અનુયાયીઓને, તેના મિત્રોને અને તેની સાથે સંબંધ ધરાવતા સર્વને અમારાથી બનતું નુકશાન કરવા અમે ચૂકીશું નહિ. ધર્મની અમારી વ્યાખ્યા આટલામાં આવી ચૂકી ! હાલ તો

ગચ્છકદાગ્રહ સાચવે રે, માને ધર્મ પ્રસિદ્ધ;
આત્મગુણ અકળાયતા રે, ધર્મ ન જાણે રે શુદ્ધ.
તત્ત્વરસિક જન થોડલા રે, બહુલો જન સંવાદ;
જાણોછો જિનરાજજી રે, સઘળો એહ વિવાદ.

આ રીતે ગચ્છના ભેદો, અને તેના ઉપભેદોને પ્રધાનપદ આપવામાં, અને કદાગ્રહ વધારવામાં ધર્મની પ્રસિદ્ધિ આવી રહી હોય એવું અમારા નાયકો સમજે છે, અમને સમજાવે છે અને અમે પણ ગાડરીયા પેઠે 'હાજી સાહેબ !' કહી એમને એવા કામમાં સહાય આપીએ છીએ. આત્માના ગુણ જે જ્ઞાન, દર્શન અને ચારિત્ર તે જેથી ખીલે, અથવા ક્રોધ-માન-માયા અને લોભ રૂપ કષાય જેથી મંદ પડે, તેવો જે ખરો ધર્મ-જે શુદ્ધ ધર્મ તેનો ઉપદેશ કોઇ

આપતું નથી. જ્યાં જોઇએ ત્યાં બહારની ધમધમા ચાલે છે અને ધર્મ પણ તેમાં જ રહેલો હોય, એમ જણાવવામાં આવે છે. હે પ્રભો ! આ સમયમાં તત્ત્વના-આત્મતત્ત્વના-ધર્મનાં ઉચ્ચ સિદ્ધાંતોને જાણવાના રસવાળા પુરૂષો બહુ થોડા છે. અને મોટે ભાગે તો મનુષ્યોની વિકથા જ માલૂમ પડે છે. એક બીજાની નિંદા, એક બીજાની અદેખાઈ, એક બીજાની ઈર્ષ્યા, એક બીજાને હલકો પાડવાની વાતો-આવી બાબતો જ ઘણે ભાગે સંભળાય છે.

હે જીનરાજ ! હે દયાળુ દેવ ! આપ સર્વ જાણોછો. આપથી આ બાબત કાંઈ અજાણી નથી. માટે હે પ્રભો ! હવે કાંઈ આ તરફ કૃપાદૃષ્ટિ કરો. હવે લોકોને ખરૂં સત્ય શું છે, તે સમજાવો, લોકોને વિશાળ દૃષ્ટિના અને ગુણાનુરાગી બનાવો, અને તેમને એવો પ્રેમ શિખવો કે જે પ્રેમથી તેઓ બીજાને પોતાનાથી દૂર ન કરતાં પોતાનામાં ભેળવવાનું સમજે. આપ 'પ્રેમ સ્વરૂપી' છો, 'પ્રેમના સૂર્ય' છો; તો આપ તે પ્રેમનું એકાદ કિરણ પણ અમારા જેવા અજ્ઞાની અને સ્વાર્થી મનુષ્યો તરફ મોકલશો તો અમે તેના આધારે કાંઈક વિશાળતા શિખીશું, કાંઈક ખરો દયાભાવ શિખીશું, અને એ કિરણને આધારે આપ તરફથી બીજાં વિશેષ કિરણો ગ્રહણ કરવાને સમર્થ થઈશું.

11-9-11

## પત્ર ૧૧ મો.

**પરમ કૃપાળુ પ્રભો. !**

આપ **મહાવિદેહ** ક્ષેત્રમાં બિરાજ્યા છો, તથાપિ આ ક્ષેત્ર ભણી પણ દૃષ્ટિ કરવાનું આપનું કર્તવ્ય છે, એ આપને સ્મરણમાં લેવરાવવા ખાતર હું કાંઈ પણ લખું તેમાં જો આ સેવકનો અ-વિનય થતો હોય તો તેની, હે **પ્રભો** ! ક્ષમા આપશો; કારણકે આ સેવકનો **આશય** શુદ્ધ છે. અમારા જાતિબાંધવોનું હિત જેથી થાય એ જ આશયથી આપને આ પત્રો લખવામાં આવે છે અને હૃદયના ઉદ્દગાર ખાલી કરવામાં આવે છે.

હે ગુરો ! અમારી આ સ્થિતિ થવાનું કારણ વિચારતાં—સૂક્ષ્મ રીતે અવલોકતાં—એમ લાગે છે કે અમારામાં નૈતિકબળ નથી –અમારી આત્મશક્તિમાં અમને વિશ્વાસ નથી–અમારા હૃદયમાં પુરૂષાર્થ નથી. અમે ઘણી બાબતોમાં સત્ય શું છે તે સમજીએ છીએ ખાનગી મિત્રોમાં તેની વાતો પણ કરીએ છીએ, અલંકારિક ભાષા-દ્વારા તે જણાવીએ પણ છીએ; પણ તે સત્યને તેના નગ્ન સ્વરૂપમાં મૂકવાની અમારામાં હિમ્મત નથી—નૈતિક બળ નથી. એનું કારણ બીજું કાંઇ નહિ પણ અમારો સ્વાર્થ છે. અમે સ્વાર્થી બનેલા હોવાથી અમારા સ્વાર્થને જેથી વાંધો આવે, અમે અપ્રીતિને પાત્ર થઇએ, અમે **લોકવલ્લભ થતા અટકીએ,** એ ભયને લીધે—એ **માની લીધેલા ખોટા ભયને** લીધે–અમે અમારા હૃદયના ભાવ **ખુલ્લી રીતે** જણાવી શકતા નથી. અને એથી જ, હે **નાથ** ! આપના જૈનશાસનની સ્થિતિ આવી ડામાડોળ થઈ છે.

મનુષ્યો **હૃદયથી** જે માનતા હોય, તે વાત જો **ખુલ્લી રીતે** જાહેર કરતા રહે, તો ઘણા પ્રકારનો સડો એની મેળે ચાલ્યો જાય. પણ 'silence gives consent' 'ચૂપકી એ પણ હા પાડવા સમાન છે' એ ન્યાયે અમે અમારી ચૂપકીથી ઘણા પ્રકારના સડાને ઉત્તેજન આપીએ છીએ. અમુક રિવાજ ખરાબ છે, એમ અમે બોલીએ છીએ; એનાં કડવાં પરિણામ આવેલાં અનુભવીએ છીએ; પણ તે છતાં તે ખરાબ રિવાજ અથવા રશમનો ત્યાગ કરતાં અચકાઇએ છીએ. કારણકે રૂઢીના અમે ગુલામ છીએ-ખરેખર ગુલામ છીએ. બ્રીટીશ સરકારે ગુલામનો ધંધો બંધ કર્યો, પણ **રૂઢીના ગુલામોની** સંખ્યા તો એટલીને એટલી જ છે. રૂઢી રૂપી વાદળનું અંધકાર એટલું બધું વ્યાપેલું છે કે જેઓને આંખો છે, જેઓને સારૂં ખોટું પારખવાની શક્તિ છે, તેવા લોચનવંતા પુરૂષો પણ હાય! અંધ દેખાય છે.

હે ગુરો ! અમે કર્મના નિયમને માનનાર છીએ; અમે એમ પણ કહીએ છીએ કે કરેલો પુરૂષાર્થ કદી નિષ્ફળ જતો નથી; છતાં અમારાં કાર્યો આપ અવલોકશો તો જણાશે કે અમે ફક્ત **આ જીંદગી વાસ્તે જ** જીવીએ છીએ, આ જીંદગી એ જ સર્વસ્વ છે એમ અમારે મન ભાસે છે. અને તેથી જે કાર્યનું ફળ તરત આવે તેજ કાર્ય અમે કરીશું; જેથી આ જગતના **લોકોની વાહવાહ** મળે તેવાંજ કામો કરીશું; પણ જેથી **દુનિયાનું ખરૂં કલ્યાણ** થાય તેવા માર્ગો અમે અંગીકાર કરીશું નહિ, જેથી સ્વ અને પરના **આત્માનું કાયમનું** હિત થાય તેવો રસ્તો ગ્રહણ કરીશું નહિ. કારણ કે અમારૂં- આત્મા અમર છે એમ **માનનારાનું**, જાણે કે પુનર્જન્મ મુદ્દલ હોયજ નહિ એવું **વર્તન** થઈ ગયું છે.

હે પ્રભો ! હવે અમારા ઉદયનો ફક્ત એક જ માર્ગ છે. જેઓનાં શરીર નિર્બળ છે, જેઓનાં મન નિર્બળ છે, જેઓનામાં સત્યને ખાતર **સત્યને પડખે ઉભા રહેવાની હિમ્મત** નથી, તેવા ડરપોકથી, હે ગુરો ! કદાપિ જૈન ધર્મનો ઉદય થવાનો નથી. જૈન ધર્મ ક્ષત્રીયોનો છે, જૈન ધર્મ ક્ષત્રીય જેવા ટેકીલાનો છે, જૈન ધર્મ ' જીતનારા ' ઓનો છે, જૈન ધર્મ સત્યના ઉપાસકોનો છે. તે જૈન ધર્મ અત્યારે બે પૈસા વાસ્તે ધર્મને વેચનારાના હાથમાં આવ્યો છે. **તે ધર્મ આજે લોકપ્રિયતા ખાતર સત્યને વેચનારાના કબજામાં પડયો છે.** તે ધર્મ આજે રૂઢીના ગુલામોના સકંજામાં સપડાયો છે. તે ધર્મના સત્યસિદ્ધાંતોનો વ્યાવહારિક ઉપયોગ બહુ જ ઓછો જોવામાં આવે છે. સત્યના ઉપાસકો-શિરસાટે પણ સત્યને વળગી રહે એવા ઉપાસકો ગણ્યાગાંઠયા મળી આવશે. આ જ કારણથી—ખરેખર આ જ કારણથી અમારી આ શોચનીય દશા થઈ છે. શ્રાવકોનો વાંક હોય તો **ખુલ્લા દિલથી** શ્રાવકોને બેધડક ઉપદેશ આપનારા સાધુઓ ક્યાં નજરે પડે છે ? સાધુઓનો દોષ હોય તો તેમને શિખામણ આપી તેમને સાધુપણાના વર્તનમાં સ્થાપવા જેટલી હિમ્મત કયા જૈનમાં માલૂમ પડે છે ? જ્યાં સ્થિતિ આવી છે, જ્યાં નૈતિક બળની ખામી છે, ત્યાં હે પ્રભો ! ઉદય શી રીતે થઇ શકે ? " Reform the clergy, reform the laity. " સાધુઓને સુધારો, શ્રાવકોને સુધારો-સુધારો સુધારો-પણ કોણ કોને સુધારે અને તે શી રીતે એ પ્રશ્ન આવી ઉભો છે. આપે તો, હે પ્રભો ! મૌન જ ગ્રહણ કર્યું છે. શું આ સ્થિતિમાં આપની સલાહની —આપના કિંમતી બોધની અમને જરૂર નથી ? ખરેખર જરૂર છે, માટે હવે અમને આપનું નૈતિક બળ આપો, કે જેથી અમે પ્રથમ

અમારી **જાતને** સુધારીએ, અમે અમારા દુર્ગુણોને વશ ન થતાં તેમને 'ના' કહેતાં શિખીએ, અમે કોઇની સ્હેમાં ન તણાતાં અમારા **અંતઃકરણના અવાજને** માન આપતાં શિખીએ, જ્યારે અમે આ રીતે વર્તીશું, ત્યારે જરૂર અમારૂં મનોબળ ઘણું વધશે- જરૂર અમારી આત્મિક શક્તિઓ ઘણી ખીલશે. અને હે ગુરો ! આપની સહાયથી-આપની કૃપાભરી દૃષ્ટિથી અમે અમારી જાતને સુધારી અમારા બંધુઓને સુધારવા મથીશું અને અમારા બંધુઓ અને અમે જ્યારે સુધર્યા ત્યારે ગુરૂવર્યોને સુધરવું જ પડશે; નહિ તો પછી કાળ પોતાનું કામ કર્યે જશે-અને ભવિષ્ય શું આવશે તે તો આપ સર્વજ્ઞ હોઈ સારી રીતે જાણો છો. કોઇપણ પ્રજા, કોમ કે ધર્મનો ઉદય થવો હોય તો તે પ્રજા, કોમ કે ધર્મના મનુષ્યોના ચારિત્ર (character) માં પ્રથમ સુધારો થવો ઘટે છે. હવે, **નાથ**! **બાહ્ય ક્રિયાઓથી** કોઇપણ મનુષ્ય ધર્મી ગણાય એ સમય રહ્યો નથી.

ક્રિયાઓ—શુષ્ક ક્રિયાઓ—હૃદયના પ્રેમ વગરની ક્રિયાઓથી કોઇના જીવનનો ઉદ્ધાર થાય, એમ આ હૃદય તો માનતું નથી; જેઓ તેમ માનતા હોય તેમની આડે પણ આવતું નથી. ચારિત્ર એજ સર્વસ્વ છે. તેનું અનુપાલન એજ મનુષ્યના જીવનની કસોટી છે. આપ અમારાથી ઘણા દૂર વસો છો છતાં અમે આપને વારંવાર સંભારીએ છીએ તેનું કારણ આપના ગુણો છે—આપનું ઉચ્ચ **ચારિત્ર** છે. જે મનુષ્યમાં ઉચ્ચ ચારિત્ર નથી, તે ભલે ને મ્હોટી મ્હોટી ક્રિયાઓ કરે, મ્હોટી મ્હોટી માળાઓ જપે, પણ તેઓ હે **પ્રભો** ! આપની દૃષ્ટિમાં કાંઇ હિસાબમાં ગણાતા નથી. હું સારી **ક્રિયાનો નિષેધક** નથી પણ **ચારિત્ર વિના**ની ક્રિયાઓ છાર ઉપર લિંપણ બરાબર છે, એમ તો મારૂં માનવું અવશ્ય છે. હે ગુરો ! આવા વિચારો જણાવવામાં **નૈતિક** બળની જરૂર જોઇએ છે.

" મારા વિષે લોકો શું ધારશે ? મને કેવા કહેશે ? " જ્યાં સુધી એ ભાવના હૃદયમાં રમ્યાં કરે, ત્યાં સુધી સત્ય શી રીતે પ્રરૂપી શકાય ? ત્યાં સુધી સત્ય બેધડક શી રીતે જણાવાય ? હે **નાથ** ! અમારામાં આ બાબતનું નૈતિકબળ બહુ જ ઓછું છે, તે હવે અમને પીરો, અમારા આત્માની શક્તિઓને સતેજ કરો, કે જેથી અમારા અંતઃકરણને ખરાં લાગતાં સત્યો જણાવી અમે આપની સેવા બજાવી શકીએ. હે **નાથ** ! આ વિચારોથી કોઇના વિરૂદ્ધ વિચારો હોય તો તેમાં કાંઇ દોષ નથી ; કારણ કે દરેક મનુષ્યની બુદ્ધિમાં ભેદ હોવાનો સંભવ છે. ઘણા મનુષ્યો આવા વિચારના હોય છે. પણ તે **જણાવવાની** તેઓ હિમ્મત ધરતા નથી, એટલુંજ નહિ પણ જ્યારે કોઇ તે વિચારોને સ્થુળ રૂપમાં પ્રકટ કરે છે ત્યારે **હૃદયથી** તેને સત્ય તરીકે માનવા **છતાં બ્હારથી** તે વિચારોની **નિંદા** કરે છે. આવા ' અંતઃકરણના ચોર ' મનુષ્યો, હે **પ્રભો** ! આપના જૈનશાસનમાં અનેક છે. **અંતઃકરણને વેચનારાની** સંખ્યા કાંઇ ઓછી નથી. આ દોષ અભણ તેમજ ભણેલા બન્નેમાં માલૂમ પડે છે. અભણને વાસ્તે તો કાંઇ કહેવાનું નથી, પણ જેઓ હાથમાં દીપક લેઇ કુવામાં પડે છે તેવા બિચારા તો વિશેષ દયાને પાત્ર છે. હે **નાથ** ! તેઓની કુમકે ધાઓ અને તેમના અંતઃકરણમાં સત્યની જે ચિણગારી છે તેને પ્રજ્વલિત કરો. તે ચિણગારી કદાપી ઓલાવાની તો નથી જ, પણ અનુકુળ સંજોગો ન મળવાથી ઘણા વખત સુધી તેના પર પડલ આવી જાય છે. તે પડળને દૂર કરી અમારા-દરેક જૈનના-સાધુ કે શ્રાવકના હૃદયમાં, હે **નાથ** ! સત્યને જાહેર કરવાની હિમ્મત આપો, કે જેથી **અમે અમારી ભૂલો સુધારી શકીએ,** અને **અમે અમારા હૃદયનો માર્ગ ગ્રહણ કરી શકીએ.**

9-10-11.

# જૈનોદય અને કેળવણી.

What joys, what glories round him wait,
Who bravely for his duty dies;
While with dishonest wounds shall Fate,
Pursue the coward as he flies.

HORACE.

કોઇ પણ કોમ, જ્ઞાતિ કે પ્રજાનો ઉદય કરવો હોય તો તેને વાસ્તે માર્ગ અનેક છે; પણ ખરો ઉદયનો માર્ગ તો તેજ કહી શકાય કે જે આપણી અવનતિનાં મૂળ કારણો શોધી તે નાશ કરવાનો રસ્તો બતાવે. આપણે વૃક્ષને ઉપરથી કાપી નાંખીએ, છતાં જમીનમાં રહેલાં મૂળીઆં યોગ્ય સંયોગો મળતાં ફરીથી સજીવન થાય છે, અને નવા રૂપમાં વૃક્ષને ઉત્પન્ન કરે છે, તેજ રીતે બાહ્ય સ્થિતિ સુધારવાને આપણે ગમે તેટલો પ્રચાર કરીએ, પણ જ્યાં સુધી તે હલકી બાહ્ય સ્થિતિને જન્મ આપનારાં કારણોનો નાશ કરી શકીએ નહીં, ત્યાં સુધી ખરી ઉન્નતિ થઈ શકે નહીં. અંદરથી પગ સડી ગયો હોય તેનું ચાંદુ મલમપટાથી રૂઝાય, પણ જ્યાં સુધી તે સડાનો નાશ કરવાને અંદરના ઉપચારોનો આશ્રય લેવામાં આવ્યો નથી, ત્યાં સુધી તે સડો કોઇને કોઈ રૂપમાં પ્રગટ થવાનો એ નિર્વિવાદિત સત્ય છે.

ઉપરના સિદ્ધાંતને ધ્યાનમાં લઈ આપણી હાલની સ્થિતિનું ખરૂં કારણ આપણે પ્રથમ શોધીશું, અને તે કારણ કેવી રીતે દૂર થઇ થઈ શકે તેને સારૂ યોગ્ય માર્ગ વિચારીશું.

આપણી અવનતિનાં ગમે તેવાં કારણો બતાવવામાં આવે, છતાં તે બધાં કારણોનું ખરૂં કારણ આપણી અજ્ઞાન દશા છે. આપણામાં યથાર્થ પ્રકારની કેળવણીની ખામી છે; આ વિચાર એકદમ સર્વના ધ્યાનમાં આવી શકશે નહીં, પણ જે વિચારશ્રેણિ આ લેખમાં સમજાવવામાં આવશે તે પર ધ્યાન આપી વિચાર કરનારને જણાશે કે સર્વ અનર્થોને દૂર કરવાનું સાધન ખરી અને સર્વાંગ કેળવણી છે.

આપણે પ્રથમ મનુષ્યનું બંધારણ તપાસીશું; તો આપણને સહજ જણાશે કે જેને આપણે મનુષ્ય કહીએ છીએ તે ચાર તત્ત્વોનો બનેલો છે. તે ચાર તત્ત્વો મનુષ્યનું શરીર, તેની ઇચ્છાવાસનાઓ, તેનું મન, અને તેનો આત્મા છે. એ ચાર તત્ત્વો સંપૂર્ણ રીતે કેળવાય, એ ચારે પુરેપુરી રીતે ખીલે તોજ તે સર્વાંગ કેળવણી કહી શકાય, અને તેવી કેળવણી લીધેલા મનુષ્યોની સંખ્યા જેમ જેમ દિનપ્રતિદિન આપણી કોમમાં વધતી જાય, તેમ તેમ આપણી ઉન્નતિનો સમય સમીપ આવ્યો છે, એમ માનવાને સબળ કારણો છે.

હાલમાં સ્કુલો તથા કૉલેજોમાં જે કેળવણી અપાય છે તે કેવળ મન તત્ત્વને ખીલવે છે, પણ બીજાં તત્ત્વોની કેળવણી ઉપર બીલકુલ લક્ષ અપાતું નથી, એમ કહીએ તો તેમાં જરા પણ અતિશયોક્તિ નથી. શરીરને કેળવીને મજબૂત દૃઢ અને નિરોગી બનાવવા તરફ, તેમજ નીતિવાન્, પરોપકારી, ઉદાર, અને તે સાથે ધર્મિષ્ઠ બનાવવા તરફ સ્હેજ પણ લક્ષ અપાતું નથી, અને અને તેથીજ લોકો કેળવાયા છતાં, અને ભણેલાની સંખ્યાની વૃદ્ધિ થયાં છતાં, ધારેલું ફળ મેળવવા આપણે ભાગ્યશાળી થતા નથી.

ઉપર જણાવેલાં ચાર તત્ત્વો બરાબર ખીલવવામાં આવે, તો તેથી કોમની સાંસારિક, આર્થિક, ધાર્મિક અને નૈતિક સ્થિતિ કેવી રીતે સુધરે તે દરેક તત્ત્વનો જુદો જુદો વિચાર કરી સમજાવવા આ લેખમાં પ્રયત્ન કરવામાં આવે છે.

**મનની કેળવણી.** નિશાળોમાં અને પાઠશાળાઓમાં જો કોઈ પણ તત્ત્વને કેળવવા તરફ સ્હેજ પણ લક્ષ અપાતું હોય તો તે મન તત્ત્વ છે. કેળવણીનો ખરો ઉદ્દેશ મનની જુદી જુદી શક્તિઓને પ્રગટ કરવાનો છે. જે જે વિષયો શિખવાય છે તેનો એક ઉદ્દેશ જ્ઞાનની વૃદ્ધિ કરવાનો છે, પણ બીજો ઉચ્ચ ઉદ્દેશ મનની જુદી જુદી શક્તિઓ—સરખામણી કરવાની શક્તિ, સ્મરણશક્તિ, અનુમાન બાંધવાની શક્તિ, તર્ક કરવાની શક્તિ, સત્ય કાઢવાની શક્તિ, ન્યાય શક્તિ, વગેરે—ખીલવવાનો છે. કહેવાને અસંતોષ ઉપજે છે કે ઘણે ભાગે આ શક્તિઓ ખીલવવા તરફ વિદ્યાર્થીઓ બિલકુલ લક્ષ આપતા નથી, અને તે શક્તિઓ જેવા શિક્ષણથી ખીલે તેવા પ્રકારનું શિક્ષણ આપવા શિક્ષકો પણ પોતાની ફરજ અદા કરતા નથી, અને તેથી પરિણામ એ આવે છે કે કેવળ સ્મરણશક્તિ માત્ર ખીલે છે.

વિદ્યાર્થિઓ યથાર્થ સમજ્યા વિના અનેક બાબતો યાદ કરે છે; કેવી રીતે પરીક્ષા પાસ કરવી એજ વિદ્યાર્થિઓનો તેમજ તેમના શિક્ષકોનો મુખ્ય ઉદ્દેશ રહે છે. જેવી રીતે શરીરમાં અનેક પ્રકારના ખોરાકો જેમ તેમ ભરવામાં આવે, અને તેમને પચાવવા તરફ અને તેમનું લોહી બનાવવા અને તેથી શરીરને ખરૂં પોષણ આપવા તરફ કાળજી ન રાખવામાં આવે તો તે ખાધેલા ખોરાકનું અજીર્ણ થાય છે; અને તેનો ઘણો ભાગ નકામો થાય છે, તેજ રીતે પુસ્તકો વાંચી વાંચી

કેવળ સ્મરણ શક્તિ ઉપર બોજો મુકવામાં આવે, પણ તે વાંચેલા ગ્રન્થો ઉપર મનન કરી, નિદિધ્યાસન કરી, તેમને મનના એક ભાગ રૂપ ન બનાવવામાં આવે તો તે વાંચેલું ઘણે ભાગે નિષ્ફળ નિવડે છે. જેમ એક ટોપલીમાં પુષ્પો ભરવામાં આવ્યાં હોય, પછી તે ટોપલીને ખાલી કરી નાંખવામાં આવે, છતાં ફુલની સુવાસ કેટલોક સમય તે ટોપલીમાં રહી જાય છે, તે પ્રમાણે ઘણા વિદ્યાર્થિઓ મગજમાં સ્મરણશક્તિદ્વારા ભરેલા ગ્રન્થોના વિચારો પરીક્ષાના મંડપમાં કાગળ ઉપર ઠળવી નાંખે છે, અને જે બાકી રહે છે તે ફક્ત તેનો કાંઈક ઝાંખો ચિતાર માત્ર હોય છે. પરીક્ષા પછી થોડા જ દિવસે તે ગ્રન્થોમાંનો સ્હેજ પણ ખ્યાલ આપી શકવા અસમર્થ થતા ઘણા વિદ્વાનો આ લેખકની જાણમાં છે. આ બધાનું કારણ માત્ર એટલું જ છે કે ભણવાનો ઉદ્દેશ માત્ર પરીક્ષાઓ પસાર કરવામાંજ સમાયેલો તેમને ભાસ્યો હોય છે; અને તેથી ગમે તેવા પ્રકારે પરીક્ષાઓ પાસ કરી સર્ટીફીકેટ-ડીગ્રી મેળવવામાં જ તેમની કેળવણીની સમાપ્તિ થાય છે. આવી રીતે કેળવાયલા મનુષ્યો પોતાની કોમનો, ધર્મનો કે પોતાનો જ ઉદ્ધાર શી રીતે કરી શકે ? આમ જયારે હું લખું છું ત્યારે મારા કેળવાયલા બંધુઓ ઉપર હું આક્ષેપ મુકવા માંગતો નથી; પણ મારો કહેવાનો ભાવાર્થ એ છે કે કેળવણીનો ઉદ્દેશ પરીક્ષા પાસ કરવી એજ હોવો જોઇએ નહીં. ઍરીથમેટીક અને ઍાલજીબ્રા ઘણા વિદ્યાર્થિઓને તદ્દન નીરસ અને કંટાળા ભરેલાં લાગે છે, અને વિદ્યાર્થિ જીવન પછીની જીંદગીમાં, સંસાર વ્યવહારમાં તેમને તે ઉપયોગી થઇ પડે નહીં, એવા વિચારથી તે તરફ તેઓ બેકાળજી રાખે છે, પણ માનસિક શક્તિઓ અને કેટલાક ઉમદા ગુણો ખીલ-

વવાનું સામર્થ્ય તે એ વિષયોમાં રહેલું છે, એ જો તેમને યથાર્થ રીતે સમજાવવામાં આવે તો હું ધારૂં છું કે ખચિત તેઓ તે વિષયો પર અધિક લક્ષ આપતા થશે. નિશાળોમાં તેમજ કૉલેજમાં જે વિષયો શિખવાય છે, તેઓ ઉત્તરકાળમાં સંસાર વ્યવહારમાં બહુ ઉપયોગી થઇ પડતા નથી, એ વાત ખરી છે, પણ તેમને શિખવવાનો ઉદ્દેશ તેમના ઉપયોગમાં રહેલો નથી, પણ મનની વિવિધ શક્તિઓ ખીલવવામાં રહેલો છે. માટે જ્ઞાનની સાથે મનની શક્તિઓ કેળવવા તરફ વિશેષ લક્ષ અપાતું જાય તોજ કેળવણીનો ઉચ્ચ ઉદ્દેશ સિદ્ધ થાય.

આવી રીતે કેળવાયલા મનુષ્યોને તમે ગમે તે વ્યાપારમાં ધંધામાં, હુન્નરમાં, ઉદ્યોગમાં રોકો તો મારી ખાતરી છે કે તેઓ પોતાની કેળવાયેલી મનશક્તિને લીધે બહુ જ થોડા સમયમાં તેમાં પ્રવીણતા મેળવશે, અને અભણ મનુષ્યો વ્યાપારદ્વારા જે ધન સંપાદન કરી શકે તેનાં કરતાં અધિક ધન તેઓ મેળવવા સમર્થ થશે. હાલનો સમય હરીફાઇનો અને રસાકસીનો છે; કેવળ શરીરબળથી વધારે ધન પ્રાપ્ત થઇ શકે તેવા સંજોગો હવે રહ્યા નથી. હવે તો બુદ્ધિબળવાળા જ વ્યાપારમાં ઉદ્યોગમાં, તથા હરેક ખાતામાં ફાવી શકે છે, તો પછી જેની માનસિક શક્તિઓ ખીલેલી છે, તેવા વિદ્વાનો પોતાની બુદ્ધિ વ્યાપારમાં ફેરવે તો ઘણા જુજ સમયમાં તેઓ સારૂં ધન મેળવી શકે, તેઓ પોતાના બુદ્ધિબળથી નવા નવા હુન્નરો શોધી કાઢી શકે, અને તે હુન્નરોમાં પોતાના નિરાધાર જાતિભાઇઓને વળગાડે, અને આ પ્રમાણે પોતાની તથા કોમની આર્થિક સ્થિતિ સુધારવામાં તેઓ ઘણો અગત્યનો ભાગ બજાવી શકે.

જૈનધર્મનું તત્ત્વજ્ઞાન ઉચ્ચ પ્રકારનું છે, એમ આપણે મગરૂબી

સાથ જણાવીએ છીએ; અને વિદ્વાન્ ઉપદેશકો—સાધુઓ આપણને વ્યાખ્યાનો દ્વારા અહર્નિશ બોધ આપે છે, છતાં આપણા જીવન વ્યવહાર અને આચાર વિચાર ઉપર તે બોધની અસર થતી નથી તેનું કારણ શું ? કારણ શોધવાને દૂર જવું પડે તેમ નથી; તેનું ખરૂં કારણ યથાર્થ જ્ઞાનની ખામી છે.

આપણે કર્મ અને પુનર્જન્મના નિયમને કબુલ કરીએ છીએ, ‘ કરીશું તેવું પામીશું, ’ અને ‘ વાવીશું તેવું લણીશું ’ એવાં વાક્યોનો ઉચ્ચાર કરીએ છીએ, ‘ ધર્મ કરશે તે સુખી થશે, અને પાપનું ફળ બુરૂં છે, ’ એવી વાતો કરીએ છીએ, છતાં આપણાં વર્તન ઉપર તેની અસર થતી નથી. અને આપણે તે સિદ્ધાંતોને બીલકુલ માનતા ન હોઇએ, તેવું વર્તન રાખીએ છીએ, તેનું ખરૂં કારણ એકજ છે. તે કારણ એ છે કે તે સિદ્ધાંતોનો આપણને યથાર્થ અનુભવ થયેલો નથી: તે સિદ્ધાંતોનું રહસ્ય આપણે યથાર્થ સમજતા નથી. જો કે આપણે કબુલ કરતાં આંચકો ખાઇશું છતાં કહેવું પડે છે કે તે સિદ્ધાંતો ખરા જ છે. એવો દૃઢ નિશ્ચય હજુ આપણને થયેલો નથી. આમ નહી થવાનું કારણ આપણી બુદ્ધિની મંદતા છે, સત્ય ગ્રહણ કરવાની માનસિક શક્તિની ખામી છે. માટે આ સ્થળે પણ માનસિક કેળવણી પામેલા નરોની ખાસ જરૂર છે. જો તેઓ જૈન તત્ત્વજ્ઞાન યથાર્થ સમજે, અને દરેક સદ્ગુણ કયા ધર્મના ઉચ્ચ સિદ્ધાંત પર આધાર રાખે છે, તેનો તેમને પુરેપુરો ખ્યાલ આવે તો તેની પુરેપુરી શ્રદ્ધા થાય, અને તે શ્રદ્ધા જ તેમને સત્કાર્યો કરવાને પ્રેરી શકે. માટે મનુષ્યો સત્કાર્ય કરવાને દોરાય તેને વાસ્તે ધર્મનાં તત્ત્વોનો બુદ્ધિપૂર્વક ખુલાસો મળવાની ખાસ જરૂર છે; અને તે

બુદ્ધિપૂર્વક આપેલો ખુલાસો પણ યથાર્થ સમજનારા ભણેલા છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે ધર્મનાં તત્ત્વો યથાર્થ સમજવાને પણ માનસિક કેળવણી પામેલા વિદ્વાનોની ખાસ જરૂર છે. તેઓ જો ધર્મનો બરાબર અભ્યાસ કરે તો તેમનું વર્તન ઉચ્ચ પ્રકારનું થયા વિના રહે જ નહીં; અને સામાન્ય વર્ગ ભણેલા તરપ માન-દૃષ્ટિથી જુએ છે, તેથી સામાન્ય વર્ગ પણ ભણેલાનું ઉચ્ચ વર્તન જોઈ તેવા પ્રકારે વર્તવાને દોરાશે. આ રીતે માનસિક કેળવણીથી વર્તન ઉચ્ચ પ્રકારનું થશે; અને જે કોમના મનુષ્યોનું વર્તન ઉચ્ચ પ્રકારનું થયું તેનું ભવિષ્ય ચળકતું થાય એ નિર્વિવાદિત છે.

**શારીરિક કેળવણી.** શરીર જેમ ધર્મનું પ્રથમ સાધન છે, તેમ મનનું પણ પ્રથમ સાધન છે. મનુષ્ય ગમે તેવો વિદ્વાન્ હોય, ગમે તેવો સદાચારી અને ઉચ્ચ ભાવનાવાળો હોય પણ જો શરીરે અશક્ત અને નિર્બળ હોય તો તે પોતાનું કે કોમનું હિત સાધી શકતો નથી. હૃદય અને મગજ હોય, પણ પગ વિના માણસ ચાલી શકે નહીં, અને તેથી હૃદય અને મગજ પોતાનાં કાર્ય કરી શકે નહીં, તેજ રીતે મનુષ્યોની ઉચ્ચ ભાવનાઓ, અને કોમનું શ્રેય કરવાના સદ્વિચારો શરીર સામર્થ્યના અભાવે હૃદયમાં જ ઉદ્ભવ પામી, હૃદયમાં જ વિરામ પામે છે. જેટલું મનને કેળવવા તરફ હાલમાં લક્ષ અપાય છે તેનું શતાંશ પણ શરીર કેળવવા તરફ અપાતું નથી, એ જોઈ કોના હૃદયમાં શોક ઉત્પન્ન નહીં થાય ? શરીર અને મનની વૃદ્ધિ થવાનો સમય એક જછે; માટે જ બાળપણથી મનની કેળવણી આપવાની સાથે કસરતદ્વારા અથવા શરીરને મજબૂત બનાવનારાં બીજાં સાધનોદ્વારા

શરીરને કેળવવાની જરૂર છે, માટે જ્યાં જ્યાં આપણી પાઠશાળાઓ, સ્કુલો હોય ત્યાં ત્યાં શરીર કેળવાય એવાં કસરતનાં યોગ્ય સાધનો પુરાં પાડવાની જેટલી જરૂર વિચારીએ તેટલી ઓછી છે. ડૉક્ટર કેલહોગ લખે છે કે " Weaker and wiser the world is growing " દુનિયા દિનપ્રતિદિન વધારે ડાહી, પણ સાથે વધારે નિર્બળ થતી જાય છે. પૂર્વના જમાનાના પુરૂષોએ મેળવેલા જ્ઞાનમાં આપણા અનુભવ જ્ઞાનનો ઉમેરો કરીએ તો આપણા જ્ઞાનની વૃદ્ધિ થાય, પણ શરીરની બાબતમાં તો ડૉક્ટર કેલહોગના શબ્દો આપણી જૈન કોમને યથાર્થ લાગુ પડે છે. જે સમયે આપણો જુવાન વર્ગ મજબૂત અને બલિષ્ઠ દેખાવો જોઇએ, અને જે સમયે શરીર ઉપર જુવાનીનું નુર ઉછાળા મારતું જણાવું જોઇએ તે ભરજુવાનીના સમયમાં બેસી ગયેલાં ડાચાં, નિસ્તેજ આંખો, અને સુકું અને પીળું પડી ગયેલું વદન અને શરીર જોઈ કોની આંખમાં આંસુ નહીં આવે? શારીરિક સ્થિતિ તદ્દન દયાજનક છે, માટે તે સુધારવાને સત્વર ઉપાય લેવાની જરૂર છે. જ્યારે ઇંગ્લંડમાં મી. મોરલી, સર હેનરી બેનરમેન, અને લોર્ડ રીપન જેવા સ્વદેશહિતચિન્તકો ૭૦ ને ૮૦ વર્ષની વયે મોટા રાજ્યકારભારોને બહુજ સત્ત્વ સાથે ચલાવી શકે ત્યારે આપણા ૪૦ અને ૨૦ વર્ષના મનુષ્યો તદ્દન નિઃસત્ત્વ અને કામ કરવાની શક્તિ વગરના જણાય, તે ખરેખર આપણી અધોગતિનું એક મોટું કારણ છે. શરીર સંપત્તિની બેકાળજી રાખવામાં આપણે ભર નિદ્રામાં સૂઇ રહ્યા છીએ, માટે જાગ્યા ત્યાંથી સવાર ગણી હવે એક ક્ષણ પણ આ કામમાં વિલંબ કરવાની જરૂર નથી. નાશ પામેલું શરીરબળ પાછું મેળવવું એ કામ સરલ નથી; માટે કુંભકરણની ઘોર નિદ્રામાંથી હવે જાગીને જૈન કોમની વિનાશ પામતી

શારીરિક સ્થિતિને ફરીથી ચેતનમય કરવાની બહુ જ જરૂર છે. શારીરિક ઇમારતને તોડી નાંખવામાં બાળલગ્ને પણ કાંઇ ઓછો ભાગ ભજવ્યો નથી, પણ તે સાથે આરોગ્યતાના નિયમોનું અજ્ઞાન પણ શરીરની નિર્બળતા લાવવામાં કેટલેક અંશે કારણ છે. પણ બાળલગ્નના વિષયને આ લેખમાં અમે ચર્ચવા માંગતા નથી; તેમજ આરોગ્યતાના નિયમોનો પણ માત્ર ઉલ્લેખ કરી અટકીએ છીએ, પણ શરીરને મજબૂત બનાવવામાં કસરતની જે જરૂર છે તેના ઉપર વિશેષ ભાર મૂકીએ છીએ. આપણા જૈન બાંધવોના હાથમાં કેળવણીની કેટલીક સંસ્થાઓ છે, ત્યાં શરીરને કેળવવાની પ્રથા દાખલ કરવાની પ્રથમ જરૂર છે. શરીરે સારી રીતે કેળવાયેલા મજબૂત બાંધાના વિદ્યાર્થિઓ જેમ જેમ તે સંસ્થાઓમાંથી બ્હાર પડતા જશે, તેમ તેમ શરીરબળનો લાભ દેખી બીજાઓ પણ પોતાના બાળકોના શરીરને કેળવવા તરફ લક્ષ આપવા દોરાશે. આપણી જૈન કોમ વર્ષ દિવસે ડૉક્ટરોના બીલ રૂપે કેટલા રૂપૈયા ખર્ચે છે, તેનો કોઇ દિવસ આપણે વિચાર કર્યો છે? જો સ્હેજ પણ વિચાર કર્યો હોય તો તે ડૉક્ટરોના બીલ પાછળ ખર્ચાતા રૂપૈયાના સદુપયોગ કરવાનું ઉત્તમોત્તમ સાધન કસરતખાનાં જુદે જુદે સ્થળે ખોલવાનું છે.

સ્ટેશનથી ઘર સુધી ગાડી સિવાય ચાલી શકાય નહીં દશ શેરનો ભાર પણ એક માઇલ સુધી આપણે ઉચકી શકીએ નહીં, એ આપણી કોમળતા—કોમળતા નહીં પણ નિર્બળતાનો આપણને જરાપણ વિચાર આવતો હોય, તેમજ સ્હેજ સ્હેજ બાબતમાં આપણને જે માંદગી ભોગવવી પડે છે, અને તે નિમિત્ત ધનનો વ્યય કરવા ઉપરાંત આપણા સગાં સ્નેહીઓને જે શ્રમ આપવો પડે છે, તે તરફ

આપણું જરા પણ લક્ષ દોરાતું હોય તો હવે વિલંબ કર્યા સિવાય આ કસરતખાનાં ખોલવાનું કામ ઉપાડી લેવું જોઇએ છે. ઇંગ્લાંડ અને જર્મનીમાં એવું એક પણ શહેર નથી, બલ્કે એવું એક પણ નાનું ગામ નથી જ્યાં ત્યાંની વસ્તીના છોકરાઓના તેમજ પુખ્ત ઉમરના મનુષ્યોનાં શરીર કેળવવાને યોગ્ય કસરતખાનું ન હોય. કેટલાક મોટાં શહેરોમાં તો દશથી પંદરં જેટલાં કસરતખાનાં માલૂમ પડે છે. માટે આપણે આપણી ફરજો યથાર્થ બજાવી શકીએ, અને આપણા ઉચ્ચ વિચારો અને આશયોને અમલમાં મૂકી શકીએ તે સારૂ જોઇતી શરીર સંપત્તિ મેળવવાને કસરતખાનાં ખોલવાની ખાસ આવશ્યકતા છે.

**નૈતિક કેળવણી.** આપણી અંદર અનેક પ્રકારની હલકી અને ઉચ્ચ વાસનાઓ, ઇચ્છાઓ અને વિકારો રહેલા છે. હલકી વાસનાઓ, ઇચ્છાઓ અને વિકારો નાશ પામે, અને ઉચ્ચ વાસનાઓને પોષણ મળે તેવા પ્રકારનું જે જ્ઞાન આપવામાં આવે તેને નૈતિક કેળવણી કહે છે. વળી તે સાથે આપણા પિતા, માતા, સ્ત્રી, પુત્ર, ભાઇ, સ્વજન કોમ અને ધર્મ પ્રત્યે આપણી શી શી ફરજો છે, આપણા શા શા ધર્મો છે તે બતાવનાર પણ નૈતિક કેળવણી છે. કેવળ મનુષ્યો તરફ નહીં પશુ પંખી અને છેવટ વનસ્પતિ પ્રતિ પણ આપણી ફરજોનું ભાન કરાનાર નીતિનો બોધ છે.

આ બોધ આપનાર શિક્ષકનું વર્તન બહુ જ ઉચ્ચ પ્રકારનું હોવું જોઇએ, એ લખ્યા વિના પણ સમજાય તેમ છે. કારણકે નીતિ બુદ્ધિ કરતાં હૃદય સાથે વધારે નિકટનો સંબંધ ધરાવે છે. આટ

હૃદયથી આપેલો બોધ હૃદયને અસર કરે. પણ જે મનુષ્ય પોતાના કથન પ્રમાણે વર્તતો હોય તેજ મનુષ્ય હૃદયથી બોધ આપી શકે; માટે આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે નીતિનો બોધ આપનાર ઉત્તમોત્તમ સંસ્કારી, અને વિચાર પ્રમાણે આચારવાળો હોવો જોઇએ. જે સદ્‌ગુણોનો આપણે નીતિમાં સમાવેશ કરીએ છીએ, તે સર્વ સદ્‌ગુણોનું મૂળ પ્રેમ (Love) છે. અને જે મનુષ્ય વિષે એમ કહી શકાય કે 'તે જગતનું કલ્યાણ કરવા તત્પર છે' તેજ મનુષ્ય નીતિની પરાકાષ્ઠાએ પહોંચેલો ગણી શકાય. જેને બીજાના આત્મા ભણી પ્રેમ છે તેજ બીજાનું કલ્યાણ કરી શકે. એ પ્રેમના—એ લોકોનું કલ્યાણ કરવાની વૃત્તિના—અભાવેજ આપણી સાંસારિક સ્થિતિ તદ્દન અધમ બનેલી છે, તેનો પાયો સડેલો ભાસે છે; અને હાનિકારક રીવાજોરૂપી કીડાએ તે સાંસારિક સ્થિતિના વૃક્ષને અંદરથી કોતરી નાંખ્યું છે. ઉપરના સિદ્ધાંતના સત્યને બે ત્રણ ઉદાહરણ આપી સિદ્ધ કરીએ.

પ્રથમ બાળલગ્નનો વિચાર કરીએ. જો પિતાને પોતાના પુત્ર ઉપર ખરો પ્રેમ હોય, જો તે તેનું કલ્યાણ કરવા ઇચ્છતો હોય, તો જે લગ્નથી પોતાના પુત્રની શારીરિક સ્થિતિ નબળી પડે, તેના અભ્યાસમાં ખલેલ પહોંચે, તેની ઉગતી આશાઓ છેદાઇ જાય, અને ભર જુવાનીમાં વૃદ્ધ જેવો થઇ જાય, તેવું લગ્ન કદાપિ તે કરે, અથવા કરવાની સંમતિ આપે? પણ અફસોસની વાત એ છે, કે તે પોતાના પુત્ર પ્રતિની પોતાની ફરજ સમજતો નથી; અને ખાલી પોતાની વાહવાહને સારૂ, અને લ્હાવો લેવાના હેતુથી પોતાના નિરપરાધી બાળકને ગળે બાળપણમાં એક જોતરૂં વળગાડે છે. આ પિતાનો એક પ્રકારનો સ્વાર્થ

છે; જ્યાં સ્વાર્થ છે, ત્યાં પ્રેમનો અભાવ છે. અને જ્યાં પ્રેમ નથી ત્યાં નીતિ નથી. માટે નીતિના અભાવેજ આ મોટામાં મોટો દુષ્ટ રીવાજ આપણામાંથી નીકળતો નથી.

હવે કન્યાવિક્રયનો વિચાર કરીએ. જો પિતા પોતાની પુત્રી તરફની પોતાની ફરજ સમજતો હોય, જો પોતાની પુત્રી પ્રતિ તેને સ્હેજ પણ પ્રેમ કે રહેમ નજર હોય, તો પછી તે ધનની ખાતર–પોતાના અંગત સ્વાર્થની ખાતર–પોતાની નિર્દોષ બાળાને ગમે તેવા વૃદ્ધ, અભણ અને નિર્બળ વરને સોંપવાની મૂર્ખાઇ બતાવે ખરો ? ખરેખર ઉચ્ચ ભાવનાનો, પ્રેમનો, કર્ત્તવ્ય સમજવાની બુદ્ધિનો અભાવ છે; અને જ્યાં આ સર્વનો અભાવ છે, ત્યાં નીતિ હોઇ શકેજ નહીં. માટે નીતિના અભાવેજ આ દુષ્ટ રીવાજે ઘર ઘાલ્યું છે, અને તે નીતિના અભાવે **અહિંસા પરમો ધર્મઃ** એમ સૂત્રને મુખેથી વદનારા જૈનો એક કસાઇ જેવું ઘાતકી કૃત્ય કરવા દોરાય છે.

હવે વૃદ્ધ વિવાહનો જરા વિચાર કરીએ.

જો પરણવાની ઇચ્છા રાખનાર વૃદ્ધમાં જરા પણ પ્રેમ હોય, જો પોતાની કોમ પ્રત્યે પોતાનું શું કર્ત્તવ્ય છે તે જરા પણ સમજતો હોય, તો પછી પોતાના સ્હેજ સ્વાર્થી સુખ ખાતર અનાથ બાળાનો આખો ભવ બગાડવાનું અધમ કામ કરવા કદાપિ પણ હીંમત ધરશે નહીં. પોતાના ક્ષણિક સુખ સારૂ કોઇની આખી જીંદગી ધૂળમાં રગદોળવી એ કેવા પ્રકારની નીતિ હોઇ શકે ? તે અમને સમજાતું નથી. ખરેખર નીતિનાજ અભાવે આ સર્વ હાનિકારક રીવાજોને પોષણ મળ્યું છે, અને જ્યાંસુધી નીતિની ઉચ્ચ ભાવનાઓ કોમમાં ફેલાશે નહીં ત્યાં સુધી બાહ્ય ગમે તેટલા ઉપચારો કરવામા આવે તો પણ તેનાથી ઝાઝો લાભ થવાનો નથી.

રસ્તામાં પડેલું એક લંગડું કુતરૂં જોઇ આપણી આંખમાં આંસુ આવે છે, અને તેને કોરાણે મુકાવીએ છીએ, અને તેને દવા વગેરેથી ઉપચાર કરવા પણ આપણું મન તલસે છે; છતાં કોઇ દુરાચારી મનુ-ષ્યને જોઇ આપણે તેના તરફ ધિક્કારની નજરથી જોઇએ છીએ. શું તે દુરાચારી મનુષ્ય પણ નીતિની અપેક્ષાએ લંગડો નથી ? શું એક લંગડા કુતરા તરફ દયા બતાવનાર આપણે જૈનો એક માનવ બાંધવ તરફ દયા બતાવતાં પાછાં હઠીશું ? શું તે પંચેન્દ્રિય જીવ નથી ? શું તે આપણી દયાને પાત્ર નથી ? પશુ આપણા સ્વાર્થને વિરોધ કર-નારૂં નથી, માટે આપણે તેની તરફ દયા બતાવીએ, પણ મનુષ્ય તો આપણા સ્વાર્થની વચ્ચે આવે છે, માટે દયા બતાવતા નથી. આ શું ખરી દયા છે ? આપણે દયાના પવિત્ર નામને આપણા વર્ત્તનથી કલં-કિત કરીએ છીએ. કોઇ પણ ધર્મ ઉચ્ચ છે કે હલકો છે તેનો ખ્યાલ, બીજા મનુષ્યો, તે ધર્મની તેના પાળનારાના વર્ત્તન ઉપર તથા તેના જીવન વ્યવહાર ઉપર શી અસર થાય છે, તેના ઉપરથી બાંધે છે. જો વર્ત્તન ઉચ્ચ પ્રકારનું હોય તો જે ધર્મને લીધે તેવું ઉચ્ચ પ્રકારનું વર્ત્તન રાખવાને તેઓ દોરાયા તે ધર્મ પણ ઉચ્ચ પ્રકારનો હશે, એમ સહેજ બીજા માની શકે છે. માટે આપણને જો આપણા ધર્મનું અભિમાન હોય, આપણો ધર્મ ઉચ્ચ છે એવી આપણને શ્રદ્ધા હોય તો પછી આપણા ઉચ્ચ વર્ત્તનથી આપણે તેની ઉચ્ચતા પુરવાર કરી આપવી જોઇએ. આપણા વર્ત્તન ઉપર આપણા ઉચ્ચ ધર્મની અસર ન થાય, અને આપણે પામર મનુષ્યની માફક આપણું વર્ત્તન રાખીએ તો પછી આપણો ધર્મ ઉચ્ચ છે એમ કહેવાને આ-પણી પાસે કાંઇ પણ સાધન નથી. જો જૈન ધર્મની ઉચ્ચતાની બીજા પર છાપ પાડવી હોય, અને બીજાઓને જૈન તત્ત્વજ્ઞાન તરફ દોરવા

પ તો ઉત્તમોત્તમ માર્ગ એજ છે કે તે ધર્મ પાળનારાઓએ પોતાનું
નિ ઉચ્ચ પ્રકારનું અને નીતિવાળું રાખવું. બાકી ધર્મના સિદ્ધાંતોની
ચતા પોપટની માફક કહી જવાથી કોઇ પણ મનુષ્ય પર તમે અસર
ી શકવાના નથી, એ નિઃસંશય છે. જો દયા ધર્મનો ઝુંડો ફરકાવ-
રા જૈનો પોતાની દીકરીઓને કસાઇની માફક વેચે, પોતાના પુત્રોને
ળલગ્નના ઉંડા કુવામાં હડસેલી મૂકે, પોતાના સ્હેજ સ્વાર્થ સારૂ
નાથ બાળાઓને વિધવા બનાવવાનું ઘોર કૃત્ય કરે, કોર્ટમાં જુઠું
લે, અન્યાયથી ધન પેદા કરે, જુઠી સાક્ષી પુરે, અને ખોટા ધર્મના
ગન ખાય; તો પછી તે દયા કયાં રહી? અને આપણે બીજાને તે
નો શી રીતે બોધ આપી શકીએ? માટે વર્તન નીતિવાળું રાખવું
દરેક જૈનનું પરમ કર્ત્તવ્ય છે.

નીતિનો પાયો ધર્મ છે. ધર્મ એ નીતિને પોષણ આપનાર
મ બળ છે. સામાન્ય મનુષ્યોને વાસ્તે નીતિના માર્ગો બતાવેલા
છે, પણ તેનું રહસ્ય ધર્મના સિદ્ધાંતોમાં રહેલું છે. ધર્મ
ાર્મિક સિવાય નીતિ ટકી શકે નહીં. નીતિ કહે છે કે 'સાચું
ળવણી. બોલવું;' 'ચોરી કરવી નહીં,' પણ શા સારૂ સાચું
બોલવું? શા સારૂ ચોરી ન કરવી? તે કેવળ નીતિ સમ-
ી શકે નહીં. તે સમજાવનાર તત્ત્વજ્ઞાન છે. તત્ત્વજ્ઞાન જણાવે છે કે સર્વ
ત્માઓ સરખા છે. આપણું કોઇ ચોરી જાય તો આપણને દુઃખ
ય છે, તેજ રીતે આપણે પરધન હરણ કરીએ તો તે પરને દુઃખ
ય; માટે ચોરી કરવી નહીં; વળી ચોરી કરતાં પહેલાં તત્સંબંધી
ચાર થાય છે, તેથી મન મલિન થાય છે, અને મલિન મનમાં
ત્માનો પ્રકાશ આવી શકે નહીં, તેથી જ્ઞાનનું આવરણ થાય છે.

ાવી આવી રીતે તત્ત્વ સમજાવી ચોરી નહીં કરવાનો બોધ તત્ત્વ-
ન આપે છે. જો તેવી રીતે ધર્મનું શિક્ષણ આપવામાં આવે.
મજ ધર્મની જે દરેક ક્રિયા કરવામાં આવે છે, તે કરવાનો આશય
છે, તે સમજાવવામાં આવે, તો લોકો ઘણા થોડા સમયમાં નીતિ-
ળા થાય, અને ધર્મની ક્રિયાઓ જે ભાવ વિના ખાલી ખોખાં
માન ભાસે છે, તેમને નવું ચૈતન્ય મળે. ભાવથી કરેલી ક્રિયાઓ
:યને શુદ્ધ બનાવે છે; માટે આ રીતે હૃદય પણ શુદ્ધ થાય; કેવળ
મજાવ્યા સિવાય સૂત્ર મોઢે ગોખાવવાથી ઇચ્છિત લાભ થયો નથી,
ને ભવિષ્યમાં થવાની આશા રાખવી વ્યર્થ છે. હાલમાં જે સારીઓ
ાર પડે છે, તેમાં કેટલેક અંશે આ વિચાર ધ્યાનમાં રાખી પાઠો
બવામાં આવેલા છે, છતાં તત્ત્વજ્ઞાન અને નીતિનો શો સંબંધ તે
બંધમાં વધારે પ્રકાશ પાડવાની જરૂર છે. કારણ કે જે તત્ત્વજ્ઞાન નીતિ
પોષે નહીં, તે તત્ત્વજ્ઞાન બહુ લાભકારી ગણી શકાય નહીં. માટે
ા સવાલ ઉપાડી લેવા મારા વિદ્વાન્ બંધુઓને હું બલામણ કરૂં છું.

આવી રીતે શારીરિક, માનસિક, નૈતિક અને ધાર્મિક કેળવણી
ળકોને આપવામાં આવે તો મને ખાત્રી છે કે ઘણા થોડા સમયમાં
ાપણી કોમમાંથી કેટલાક સ્વાર્થભોગ આપનારા હીરા ઝળકી
ાવે, જેઓ કોમનો ઉદય અલ્પ સમયમાં કરી શકે. પરમાત્મા પ્રત્યે
ર્થના છે કે મારા જૈન બંધુઓ આ વિચારોની સત્યતા અનુભવી
પ્રમાણે વર્ત્તવાને દોરાય.

# આ લેખકે રચેલાં બીજાં ઉપયોગી પુસ્તકો.

**ગુરૂદર્શન.**—ધર્મ અને નીતિ વચ્ચેનો વિરોધ કેવી રીતે ટળી શકે, અર્થાત્ નીતિના નિયમોનો તત્ત્વજ્ઞાન સાથે કેવો સંબંધ છે, તે આ પુસ્તકમાં વર્ણવવામાં આવ્યું છે; તથા આત્માના ત્રણુ સ્વરૂપો સદ્, ચિદ્ અને આનંદ (બીજા શબ્દોમાં કહીએતો-શક્તિ, જ્ઞાન અને પ્રેમ) ખીલવવાને જરૂરના સાત ગુણો દાન, શીલ, ક્ષમા, વૈરાગ્ય, વીર્ય, ધ્યાન અને જ્ઞાનનું દાખલા દલીલો સાથે વર્ણન કરવામાં આવ્યું છે. આ પુસ્તક વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ લાયબ્રેરી તથા ઇનામ માટે તથા સરકારી કેળવણી ખાતાએ લાયબ્રેરી માટે મંજુર કર્યું છે. કીંમત કાચું પુંઠું ૭ આના; પાકું પુંઠું આઠ આના.

**શ્રી બુદ્ધચરિત્ર.** ( પાંચમી આવૃત્તિ ) વિશ્વવત્સલ દયામૂર્તિ શ્રી બુદ્ધ મહાત્માનું જીવન ચરિત્ર તેમના સિદ્ધાંતો તથા શિક્ષણો સાથે આ ગ્રન્થમાં આપવામાં આવ્યું છે. દુનિયાની વસ્તીનો $\frac{1}{3}$ ભાગ પ્રાતઃકાળમાં ઉઠીને જે મહાત્માના નામનું સ્મરણ કરે છે તેમનું 'દયા' અને 'આત્મ સંયમ 'નો ઉમદા પાઠ શીખવનાર જીવનચરિત્ર અતિ રસિક અને બોધપ્રદ શૈલિએ રચવામાં આવ્યું છે. પૂર્વના તેમજ પશ્ચિમના અનેક વિદ્વાનોના ગ્રન્થોને આધારે બહુજ કાળજીપૂર્વક લખવામાં આવ્યું છે. વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ તથા સરકારી કેળવણી ખાતાએ લાયબ્રેરી તથા ઇનામ માટે મંજુર કર્યું છે. કિંમત ૧૦ આના.

**શ્રી બુદ્ધોપદેશ.** આ પુસ્તકમાં શ્રીબુદ્ધધર્મના લોકપ્રિય અને પ્રસિદ્ધ

ગ્રન્થ ધમ્મપદનું ભાષાંતર આપવામાં આવ્યું છે. તેની સાથે શ્રી બુદ્ધધર્મનાં વિવિધ શિક્ષણો આપવામાં આવ્યાં છે. વળી જેના સમયમાં હિંદનો સૂર્ય મધ્યાકાશમાં પ્રકાશતો હતો, તે પ્રતાપી બૌદ્ધ રાજા મહાન્ અશોકના શિલાલેખોનું ભાષાંતર આપવામાં આવ્યું છે. બીજી આવૃત્તિ કીંમત ૬ આના.

**થિઓસોફીનાં મૂળ તત્ત્વો.** સાદી અને સમજાય તેવી ભાષામાં બ્રહ્મ વિદ્યાનાં શિક્ષણો જનસમાજ આગળ રજુ કરવાનો આ પ્રયત્ન છે. તેમાં નીચેનાં વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે. થિઓસોફી, પુનર્જન્મ, કાર્યકારણનો નિયમ, જીવાત્માનો વિકાસક્રમ, દેહી અને તેના દેહો, પ્રાણમય કોષ, વાસના શરીર, માનસિક શરીર, ઉચ્ચ શરીરો, મરણ પછીની સ્થિતિ, સ્વર્ગલોક, ભ્રાતૃભાવ વગેરે. કીંમત ૫ આના.

**પ્રભુને નામે તથા મહાત્માનું હૃદય.** આ પુસ્તકમાં સત્ અસતનો ભેદ બતાવવામાં આવ્યો છે, તેની સાથે ઇશ્વરીયોજના અથવા ઉન્નતિનો ક્રમ બતાવીને ઇશ્વરીયોજનાને દોરનારા મહાત્માઓના શિષ્ય કેવી રીતે થવાય તેનો માર્ગ અનુભવપૂર્વક બતાવવામાં આવ્યો છે. વળી મહાત્માના હૃદયમાં કેવા ગુણો વિલસી રહ્યા છે, તેનું વર્ણન મહાત્માના હૃદયમાં મળી આવે છે. કિંમત માત્ર ૩ આના.

**આદર્શ પુરૂષ યાને ગુરૂ મેળવવાનો માર્ગ.** જેમને આપણે જીવનમુક્તો કહીએ છીએ તેવા મહાત્માઓ આ સમયે પણ વિશ્વમાં વસે છે, અને યોગ્ય અધિકારીઓને પોતાના શિષ્યો તરીકે સ્વીકારે છે. "ઉઠો જાગ્રત્ થાઓ, મહાત્માઓને શોધી કાઢો અને જ્ઞાન મેળવો" એ કઠોપનિષદનું વાક્ય આજે પણ ખરૂં છે. તેવા ગુરૂઓનું સ્વરૂપ અને તેમની સાથે સંબંધમાં

# શ્રી આત્મતિલક ગ્રન્થ સોસાયટીદ્વારા

# પ્રકટ થયેલાં પુસ્તકો.

**પરિશિષ્ટપર્વ**—આ પુસ્તકના બે ભાગ છે. તે હિંદી ભાષામાં લખાયેલ છે. પુસ્તકના પ્રથમ ભાગમાં વલ્કલચિરી, પ્રસન્નચંદ્ર, તથા મહાત્મા જંબુસ્વામીના સવિસ્તર પવિત્ર જીવન ચરિત્રો આપવામાં આવ્યાં છે. જંબુસ્વામીના ચરિત્રમાં અઢાર રોચક કથાઓ છે, જે વાંચવાથી બુદ્ધિ ખીલે છે, અને અનેક પ્રકારનો બોધ મળે છે. બીજા ભાગમાં શ્રેણિક રાજાની ગાદી પર સંપ્રતિરાજા સુધી જેટલા રાજાઓ થયા, તે સર્વનાં વૃતાંત તથા આર્યરક્ષિતાચાર્ય વગેરે મહાન્ પ્રભાવશાળી આચાર્યોનાં જીવન ચરિત્રો છે. અને ૪૦ ફોર્મ ડેમી સાઇઝ ઉંચા કાગળ સુંદર સફાઇદાર છપાઇ, અને બે ફોટા; આટલું છતાં કિંમત માત્ર ૧ રૂપીઓ રાખવામાં આવ્યો છે.

**સૂરાચાર્ય અને ભીમદેવ**-( ગુર્જર ભૂમિના પ્રસિદ્ધ કવિ તથા સામ્રાટ શિરોમણિ. ) આ પુસ્તકની અંદર શ્રીમાન્ સૂરાચાર્યજીનું તથા તેની સાથે સોલંકી વંશના ગુર્જરપતિ સામ્રાટ ભીમદેવનું જીવન ચરિત્ર સરલ હિંદી ભાષામાં લખવામાં આવ્યું છે. ભીમદેવની ગુરૂભક્તિ તથા સુરાચાર્યની કઠિન પ્રતિજ્ઞા,

ભોજ રાજાની રાજસભામાં અનેક વિદ્વાનોની વચ્ચે અનેક મુશ્કેલીઓ વેઠીને મેળવેલો વિજય તથા પાળેલી પ્રતિજ્ઞા, રોમાંચ ખડાં કરે છે. ઇતિહાસના રસિકોએ આ પુસ્તક ખાસ કરીને વાંચવું જોઇએ. કિંમત માત્ર ચાર આના.

**ગુણસ્થાન ક્રમારોહ**–આ પુસ્તકમાં ચૌદ ગુણસૂચક શ્રેણીઓ છે. તેનું વર્ણન રસીલી હિંદી ભાષામાં કરવામાં આવ્યું છે. મુમુક્ષુ જીવોએ આ પુસ્તક ખાસ કરીને વાંચવું જોઇએ, કારણ કે તેમાં ચાર પ્રકારનાં ધ્યાન વગેરે વિધિઓનું સુંદર વર્ણન આપવામાં આવ્યું છે. ડેમી આઠ પેજી ૨૦૦ પૃષ્ઠ. સોનેરી અક્ષરના પાકા પુંઠાની બંધાઇ સાથેની કીંમત માત્ર ૧૨ આના.

**રત્નેન્દુ**—આ એક જુદો અપૂર્વ ઉપન્યાસ છે. આ પુસ્તક હાથમાં લીધા પછી સંપૂર્ણ વાંચ્યા વગર તે મૂકી દેવાનું મન થતું નથી. તે હિંદીમાં લખાયેલું છે. તેની કિંમત માત્ર ૪ આના છે.

**જાતીયશિક્ષા**–હિંદુસ્તાનમાં આવેલી સઘળી જાતો એકમેક સાથે મળી સંયુક્ત ભારતના વિકાસ અર્થે કામ કરવા ઉત્તેજિત થાય તેવી ભાવનાને પોષનારૂં આ નાનું પુસ્તક છે. સ્વદેશ સેવાની ભાવના જાગ્રત થાય અને મનના સંકુચિત વિચારો દૂર થાય તે માટે આ પુસ્તક અવશ્ય વાંચવું. કિંમત માત્ર ૧ આનો.

**ચારિત્રમંદિર**—આ પુસ્તક અંગ્રેજીમાં મી. અર્નેસ્ટ વુડે લખેલા Character building નામના પુસ્તકનો હિંદી અનુવાદ છે. તેમાં ચારિત્રરૂપી મંદિરનો પાયો, તથા તેની દીવાલો, તથા તેનું છાપરૂં કેવું હોવું જોઇએ, તથા ઉત્તમ ચારિત્રને યોગ્ય ગુણો

શા રીતે ખીલે તે ઘણીજ બોધક અને અસરકારક રીતે દર્શાવવામાં આવ્યું છે. કિંમત માત્ર બે આના.

**શિક્ષાકા આદર્શ**—આ પુસ્તકના લેખક સ્વામી સત્યદેવજી છે. તે હિંદી ભાષામાં લખવામાં આવ્યું છે. સ્વાતંત્ર્યભાવનાને હિંદુસ્થાનના શિક્ષણના આદર્શરૂપે કલ્પી તે આદર્શને વ્યવહારમાં યોજવા માટે શિક્ષણની વ્યાખ્યા, આર્થિક સ્વતંત્રતા, માનસિક સ્વતંત્રતા, તથા આધ્યાત્મિક સ્વતંત્રતા વગેરે વિષયો ચર્ચ્યા છે. શિક્ષણમાં રસ લેનારા દરેક મનુષ્યે આ પુસ્તક અવશ્ય વાંચવું. પૃષ્ઠ ૬૮ કીંમત પાંચ આના.

**હિંદીકા સંદેશ**—આ પુસ્તક પણ સ્વામીશ્રી સત્યદેવજીએ હિંદીમાં લખેલું છે. તેમાં સમસ્ત ભારતને વાસ્તે એક ભાષા તરીકે હિંદી ભાષા કેટલે અંશે થઇ શકવા સમર્થ છે, તે બતાવવા તેમણે પ્રયત્ન સેવ્યો છે. હાલમાં સમસ્ત દેશમાં એક ભાષા કરવાનો વિચાર ચાલે છે, તે સમયે આ પુસ્તક ઘણું કીંમતી લેખાવું જોઇએ. કીંમત માત્ર ૧ આનો.

**સંજીવની બુટી**—આ પુસ્તક પણ સ્વામીશ્રી સત્યદેવે હિંદીભાષામાં લખેલું છે. વાંચનાર ચાતકની માફક પુસ્તક પૂરૂં કરવાને તલપી રહે છે. આ પુસ્તકમાં મનુષ્યનું સામર્થ્ય, હસ્તમૈથુનમાંથી બચવાના ઉપાયો, પવિત્રતાની અમોઘ શક્તિ, આત્મસંયમ, અને સ્વપ્ન દોષમાંથી બચવાના ઇલાજો વગેરે વીર્યરક્ષાના ઘણા જરૂરના પ્રશ્નો આ પુસ્તકમાં સરલ અને સુંદર ભાષામાં તેના અનુભવી લેખકે ચર્ચ્યા છે. જે છોકરાઓ ખરાબ સોબતમાં

પડવાથી કુટેવના ભોગ થઇ પડે છે, અને જેનું પરિણામ તેઓ યુવાસ્થામાં તેમજ મરણ સુધી ભોગવ્યા જ કરે છે, તે કુટેવમાંથી બચવાના સીધા અને સાદા ઉપાયો બતાવવામાં આવ્યા છે. આવા પુસ્તકની ઘણી જ ખોટ હતી, અને તે ખોટ સ્વામીશ્રી સત્યદેવે પુરી પાડી ઉછરતા જુવાનોને એક વિશ્વાસપાત્ર ભોમીઓ પુરો પાડયો છે. આવાં પુસ્તકોનો વિશેષ પ્રચાર થવાની જરૂર છે. સુંદર એન્ટીક કાગળપર છાપેલું દશ ફર્માનું પુસ્તક છે. કીંમત માત્ર આઠ આના.



# સેવાધર્મની ભાવના.

## મન્દાક્રાન્તા છંદ.

ચાલો મિત્રો! પરહિતતણાં કામ આજે કરીશું,
દુઃખી જે જે નજર પડતાં, દુઃખ તેનાં હરીશું;
શાન્તિ દેવા જિગરબળથી સ્વાર્થનો ભોગ આપી,
રૂઝાવીશું હૃદય વ્રણને દુઃખના હેતુ ટાળી. ૧
આંસુડાં જે નયન ઝરતાં લુછીશું નિજ હસ્તે,
સિંચીશું ત્યાં પ્રણય બળની વારિ ધારાજ પ્રીતે;
શોકે કુબ્જું વદન નિરખી શાન્તિ તેને દઈશું,
નિમિત્તે જે ઉદ્‌ભવ થયો નાશ તેનો કરીશું. ૨
અજ્ઞાનીના તિમિર પટનો ભંગ કરવા નિમિત્તે,
વિદ્યાનાં જે પ્રબળ કિરણો ફેંકીશું શુદ્ધ ચિત્તે;
દેખી જીવો બળહીન જગે ધીરીશું વીર્ય ખંતે,
જેથી તેઓ ધીરજ ધરીને ચાલશે યોગ્ય પંથે. ૩
લોકોમાંહે નિરખી અશુચિ દ્વેષ તો ના ધરીશું,
દૃષ્ટાંતેથી શિખવી શુચિતા મેલ જલ્દી હરીશું;
જ્યાં જ્યાં જેવી જરૂર પડતી સેવનાની અમારી,
ત્યાં ત્યાં તેવી અમ હૃદય તો આપશે સેવ ભારી. ૪
'સેવા.' 'સેવા,' અવનીતલમાં ધર્મ બીજો ન જાણું,
સેવા! સેવા! રટણ કરીને કાર્યમાં તેજ આણું;
સેવાનો તો વિકટ પથ છે તોય તેને ગ્રહીશું,
પ્રાણિસેવા કરી સુગુરુના માર્ગમાં વિચરીશું. ૫

મણીલાલ ન. દોશી.

આ ટાઈટલ પેજ ધર્મ વિજય પ્રેસમાં છાપ્યુ. અમદાવાદ.